કવી તાનસેન મીરાંબાઇ સુરદાસકૃત ભકિતનાં

# પ્રભાતીયાં

સોખીના સજજનોને માટે.



છપાવી પ્રસિદ્ધ કરનાર

બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.

ત્રણ દરવાજા—અમદાવાદ.

અમદાવાદમાં ગમાસાના ચકલે ધી "નટવર" પ્રીન્ટીંગ પ્રેસમાં

ભોગીલાલ નારણદાસ ખોડીવાળાએ છાપી.

આવૃત્તિ ૧૦ મી. પ્રત ૪૦૦૦.

સંવત ૧૯૭૩ સને ૧૯૧૭.

કિંમત રૂ. ૦–૨–૦

# પ્રભાતીઆં

## પ્રભાતીયું ૧ લું.

પરભાતના પોહોરમાં દીઠા ઠાકોરમાં, ઠીક ઠાકોરશું મન મોહ્યું;
રણુછોડરાય છે જક્ત જોવા જાય છે, ગોમતી ગંગામાં અંગ ધોયું પ.
ગોમતી ઘાટમાં મળ્યા પ્રભુ વાટમાં, સેજમાં શામળે સામું જોયું?
નરહરી નરખીયા પ્રેમથી પરખીયા, પલકઘડી એકમાં પાપ ખોયું. પ.
છપ્પન દેખાડીયાં ચઉદ રત્ન કઢાડીયાં, કામધેનુ ગાયનું દુધ દોયું;
દેવકી વાતમાં સમુદ્ર સાથમાં, નામને નેત્રે નીર વલોવ્યું.
ઓડાણીજી લાવીયા ડંકપુર આવીયા, સરવના મનમાં શુભ સોયું.
સ્વામી આશારામના નરખડે, શામળે ચિત્તમાં ચિત પ્રોયું. પ

## પ્રભાતીયું ૨જું.

રાત રહે જ્યારે પાછલી ખટ ઘડી, સાધુ પુરૂષને સુઇ ન રહેવું;
નીદ્રાને પરહરી સમરવા શ્રી હરી, એક તું એમ કહેવું. રાત
જોગીયા હોય તેને જોગ સંભાળવા ભોગીઆ હોય તેને ભોગ તજવા.
વેદીયા હોય તેને વેદ વીચારવા, વઇષ્નવ હોયતેણે કૃષ્ણ ભજવા. રાત.
સુકવી હોય તેને સદગ્રંથ બાંધવા, દાતાર હોય તેને દાન કરવું.
પતીવ્રતા નારીએ કંથને પુછવું, કહે તેતો ચીત ધરવું. રાત.
આપણે આપણા ધરમ સંભાળવા, કર્મનો મર્મ લેવો વિચારી;
નરસૈયાના સ્વામીને સ્નેહથી સમરતાં, ફેર નવ અવતરે નરને નારી. રાત

## પ્રભાતીયું ૩ જું.

જાગીને જોઉં તો જગત દીશે નહિ. ઉંઘમાં અટપટા ભોગ ભાસે;
ચીત ચૈતન્ન વીલાસ સતરૂપ છે, બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે. જા
પંચમાહાભુત પરબ્રહ્મ વીશે ઉપજ્યાં, અણુ અણુ માહી રહ્યારે વળગી;

ફુલને ફળ નેતો વૃક્ષનાં જાણવાં, ચડથકી ડાળ તેતોં નહીરે અળગી. જા
વેદનો એમ વદે શ્રુતી સ્મૃતિ શાખ દે, કનક કુંડળ વીસે ભેદ ન હોય;
ઘાટ ચડયા પછી નામ જુજવા અંતે તો હેમ હેમ હોયે. જા.
જીવને શીવતો આ બ્રહ્મએ થયા, રચી પરપંચ ચૌદ લોક કીધી;
ભણે નરસૈયો તેજ તું તેજ તું, એને સમર્યાથી કંઇ સંત સીધ્યા. જા

## પ્રભાતીયું ૪ થું.

ઉઠ ઉતાવળો ચાલ્ય તું વીઠલ, ગોવીંદ ગાય વચ્છ ધાવે;
જગતને જાદવા જનની જશોદા વંદો કહાન કાં તને નીદ્રા આવે. ઉઠ.
દત્તધાવન કરો આળસ પરહરો, રજની વીતી ગયું પહોર ફાટકું?
ફુરતે કરમલો સેન સીરાવતો, દહીરે દમોદરા થાય ખાટું ઉઠ.
બારણા બહાર બલીભદ્ર ઉભા રહ્યા, જોર વાહાલા તારી વાટ જુવે;
નરસૈયા સ્વામીનું મુખડું દીઠે મનડું અતીરે મોહે.

## પ્રભાતીયું ૫ મું.

જળકમળ છાંડી જાને બાળા, સ્વામી અમારો જાગશે;
જાગશે તને મારશે, મને બાળ હત્યા લાગશે ટેક.
કહેરે બાળ કાં મારગ ભુલ્યો, રે તારા વેરીએ વળાવીઆ;
નીશ્ચે તારો કાળજ ખુટયો, અહીંઆ તે શીદ આવીયો. જળ.
નથી નાગણ હું મારગ ભુલ્યો, કે મારા વેરીએ વળાવીયો;
મથુરા નગરીમાં જુગટું રમતી, નાગનું શીશ હારીયો. જળ.
રંગે રુંડો રૂપે પુરો, દીસતો કોડીલ કોડામણો;
તારી માતાએ કેટલા જન્મીયા, તેમાં તું અળખામણો. જળ.
મારી માતાએ બેઉ જન્મીયા, તેમાં હું નટવર નાનકો;
જગાડ તારા નાગને, મારૂં નામ કૃષ્ણ કોડામણો જળ.
લાખ સવાનો મારો હાર આપું, આપુરે તુજને તેરીઆ;
એટલું મારા નાગુથી છાનું, આપું તુજને કરી ચોરીઓ. જળ.

શું કરૂં નાગણુ હાર તારો, શું કરૂં તારો દોરીઓ;
શાને કાજે નાગણુ તારે, કરવી ચરમાં ચોરીઓ. જગ.
ચરણુ ચાંપી મુખ મલડી, નાગણે નાગ જગાવીયો;
ઉઠને બળવંતા કોઇ, બારણે બાળક આવીયો. જળ.
બેઉ બળીયા બાથે વળીયા, કૃષ્ણે કાળીનાગ નાખીઓ;
સહસ્ત્ર ફેણ ફુંફવે જેમ ગગન ગાજે હાથીઓ. જળ,
નાગણુ બહુ વિલાપ કરે છે, નાગને બહુ દુખ આપશે;
મથુરા નગરીમાં લઇ જશે, પછી નાગનું શીશ કાપશે. જગ.
બેઉ કરજોડીને વીનવે સ્વામી, મુકો અમારા કંથને;
અમે અપરાધી કાંઇ ન સમજ્યા, ન ઓળખ્યા ભગવંતને જળ.
થાળ ભરી સંગ મોતીઓ, શ્રી કૃષ્ણુનેરે વધાવીઓ;
નરસૈયાના નાથ પાસેથી, નાગણે નાથ છોડાવીયો. જગ

## પ્રભાતીયું ૬ ઠું.

જદુપતિ નાથ એ મીત્ર છે તમ તણા, જુઓ વેગે કરી કૃષ્ણ પાસે;
પ્રીતા પુર્વ તણી હેત ધરશે હરી, મનનાં મનોરથ સફળ થાશે. જદુ
ઘેર બાળક સહુ દુઃખ પામે બહુ, અન્ન વસ્ત્રથી રહેછે ઉણી;
નીરધન સરજીના પુણ્ય કીધા વીના, કરમના દોષ તે આવી પુણ્યા જદુ.
જદુપતી જાદવ ભક્તી વશે સાધવા, કરશે કરુણા પ્રભુ દીન જાણી;
ગોમતી સ્નાનથી કોટી અઘ નાસશે, નીરખતાં કૃષ્ણુને પ્રેમ આણી જદુ.
કૃષ્ણને હળી મળી સીદ આવો વળી, જાણશે દુખ અંતરજામી;
વીનતી મન ધરો આળસ પરહરોસહાય થાશે નરસૈયાનાસ્વામી. જદુ.

## પ્રભાતીયું ૭ મું.

સાંભળો ભામની કાન ધરી કામની, કૃષ્ણ કહાવું તું કરપણે પામી;
ત્રીભુવન નાથ તે મહાપતી માધવા, કેમ બોલાય ત્યાં વાત ચાંપી;
દીવસ ઝાઝા થયા બાળપણને ગયા, રખનિ નર જાણે પ્રીત જુની.

દુરબળ રંક હું ભીક્ષુક બાપડો, નેત્ર લહુ ચોકસી ચુની. સાં
ઉગ્રસેન અક્રુર ઉદ્ધવ છે ત્યાં બળીભદ્રને અનીરૂદ્ધ પાસે;
કોટી યોદ્ધા જ્યાં હું ઉભો રહીશ ક્યાં, કોણ આવી મ્હારો હાથ રહાશે.સાં
જડી રત્ન મણી કાન્તી ભાસે ઘણી, તીમીર નાશે તેના જ્યોત પાસે
ત્યાં કેમ બોલી શકું વણ વહતો થતો ધમક ધમણ રહુ શ્વાસો શ્વાસ સાં.
માનની બેસી રહો સુખદુખ સહું કહો ભોગવો કરમ જે ભાગ્ય ચોરયુ
દુરીજન લોક તે છોને લવતા રહે. નરસઇના સ્વામીનુ બીરદ મોટું.

## પ્રભાતીયું ૮ મું.

સ્વામી સાચું બોલવું નવ રહ્યું હંસના વચન વેદ વાણી,
ભવનણું નાત્ર તે ભકિત સુંદર તણી, તે હું પ્રીસવું સ્નેને આણી. સ્વા.
નથી હરી વેગળા ભાક્ત ભાવે મળ્યા, રામને રંક તે એક ધટે;
લખપતિ કોટી મન માસે રતી, શુક સરખી ત્યાં નથીરે આહે સ્વા.
બ્રહ્માણ્ય દેવ શ્રી કૃષ્ણજી, નીજ જન જાણીને શુધ લેશે:
પ્રીતની રીત હે જાય નહી વીસરી, બાળલીલા તણાં ચરીત્ર કહેશે ત્રસ.
નથી કાંઇ ઓઢવા ભેટ લઇને જવા, કેમ ધરી જાણુસે કૃષ્ણ કામાં.
મીત્રથી આપણા વૃદને વજાવશે, નીરખતાં લાજે નરસઇના સ્વામી સ્વા

## પ્રભાતીયું ૯ મું.

વીનતી વળી કહુ ભેટ આંપી દઉં, પોતીએ તાંદુલ ગાંઠ બાંધી.
જાણુશે થોડે ઘણું, ભાવે ભોજન તણું ધન્ય તે કૃષ્ણશું સ્નેહ સાંધે વી
ભીલડીના બોર તે ભાવે આરોગીયાં, જુઠુ અન્ન આહીરનું લીધું;
ભકત વીદુરની ભાજી ભાવે જમવા, ભુપનુ નોતરૂં પાછું કીધું વી.
પેરે પેરે પાંડવ કષ્ટ નીવારીયા, ભક્ત કારણ કંઇ દુસ્ટ માર્યા
ઉંચ નીચ અને છે પારખું, પતીત અધર્મી કંઇ કોટી તાર્યા, વી.
ભકિત વશ વીઠ્ઠલ સંત સાચા મલ્યો સમોવટને નવ ચુકે ટાણુ.
સંત સ્મરે ત્યાં આવી ઉભો રહે, ભક્તના મન તણો ભાવ જાણે. વી
હવુએ વેગે કરી નીરખો મુકતાપુરી ધન્ય ધન્ય તાહણી સ્નેહ સામે
નરસઇયાના નાથને નીરખો નિસ્ચય હરીમંદીએ કંચને મહલ ઝલ્યાંનો.

## પ્રભાતીયું ૧૦ મું.

ચાલીઓ વાટમાં જ્ઞાનના ઘાટમાં, મીત્ર મોહન તણું નામ લેતો;
ધન્ય એ નાર એ અવતાર સફળ કર્યો કૃષ્ણ મુખ એમ કહેતો,
મારગ મૃત્યુ પ્રમાણને પ્રાણી છે, લોભ કીધે તહાં પ્રીત તુટે;
કહ્યું મેં અબળા મુખે બેસી રહો, માગતે તો બધો ભરમ તુટે;
માગ્યું મેં નથી શું મુખે કહું કથી, ભોગવું કર જે ભાગ્ય લાવ્યો;
શ્રીપતિ નાથે મને સરજાવીયો, કહેતાં એમ દ્વિજદ્વાર આવ્યો.
આવી ઉભો રહ્યો કંઠ ગદગદ થયો, કોટી સુરજથી જ્યોત ભાસે:
ઉરદયા આણીને હરીજન જાણીને, પોળીએ જઇ કહ્યું કૃષ્ણ પાસે;
મંદીર તેડવા ચાલીને ભેટીયા, ત્રીવીધનાં તાપ તે સર્વ નાઠાં;
તેમને સિંહાસને લઇ બેસારીયાં, તાણતાં વિપ્રના વસ્ત્ર ફાટયાં;
તેલ ફુલેલ મરદન કરાવીયા, શુદ્ધ ઉષ્ણોદકે સનાન કીધું;
કનકની પાવડી ચરણ આગળ ધરી. કૃષ્ણે ચરણોદક શીશ લીધું;
પુનીત પીતાંબર પહેરવા આપ્યું કનકના થાળે પકવાન દીધાં;
કૃષ્ણ પલંગપર પોતે પધરાવીયાં હધીસુંતા વીજણે વાયું ભરતો;
સત્યભામાદીક નારી નીરખી રહી, નરસૈયાનો નાથ પદ સલા કરતો,

## પ્રભાતીયું ૧૧ મું.

ધ્યાન તણું અલ્પ મત આળસુ, જે થકી જન્મના દુઃખ જાયે;
અવર ધંધો કરે અર્થ કાંઇ નવ સરે, માયા દેખાડીને મૃત્યુ વાહાયે
સકળ કલ્યાણ શ્રી કૃષ્ણના ચરણમાં શરણ આવે સુખ પાર ન હોયે.
અવર વેપાર તું મેલ મિથ્યા કરી' કૃષ્ણનું નામ રાખ માંહે. ધ્યાન
પટકય મારા પરી ભટકય ચરણે હરી, ઘાટકયમાં વાત સુણતાંજ સાચી.
આસનું ભજન આકાશ સુધી રચ્યું, મુઢ એ મુળથી ભીંત કાચી. ધ્યાન
અંગ જોબન ગયું ચળીત પીંજર થયું, તોય નથી લેતો કૃષ્ણ કહેવું!
એતરે એત દિન ચાર છે લાભના, લીંબુ લહકરતાં રાત લેવું. ધ્યાન.

સરસ ગુણ હરીતણું જે જનો અનુસર્યા તે તણા સુજસતો જગત બોલે;
નરસૈના રંકને પ્રીતપ્રભુશું ઘણી. અવર વેપાર નહી ભજન તોલે. ધ્યાન

## પ્રભાતીયું ૧૨ મું.

હરિ હરિ રટન કઠણ કળી કાળમાં, દામ બેસે નહી કામ સરશે;
ભક્ત આધીન છે શ્યામ સુંદર સદા, તે તારાંજ કારજ સીદ્ધ કરશે
અલ્પ સુની સારં શું મુઢ ફુલ્યો ફરે, શીશપર કાળા રહ્યો દંત કરડે,
ઘમર પલકની ખબર તુજને નહી, મુઢ શું જોઇને મુછ મરડે.
ઞોઢે પાપે કરી બુદ્ધી પાછી ફરી, પરહરી થડ શું ડાળે વળગ્યો;
પ્રપચ પરહરો સાર હૃદયે ધરો, ઉચરો હરી મુખ અમળ વાણી.
ધ્યાને ઠરશો નહી જીવપમ આપણો અહગુણ રહ્યો અળગો;
નરસૈયા હરી તણી ભક્તિ ભુલીશમાં ભક્તિવિના બીજું ધુરધાણી. ૯.

## પ્રભાતીયું ૧૩ મું.

ભાગ્ય જોજો બાઇ શરણ ભીક્ષૂક તણા રૂક્ષમણીઆદી સઉ નારીબોલી:
જગમળ જાગ્ય તે ભોમ પહોચાડીયા આજ અમરીતથી અધીક તોલે.
આ ટરપ રૂપ તે પ્રગટીયુ કયાં થકી બળ મેલા દીશે કરમ ફુટયો;
જગ્રગણને દુર્લભ શેજ રામ તણી વંશ કરી નાથને પાપ છુટયો;
અંગ અતી કમકમે ધમણ મેડે ધીમે, ધીમે ઇશરશ ને વળી નાટલુંતો;
જાજો કહિતક હરી દેહ ફરી, કરપણ તે કૃષ્ણ સંગ સુતો,
પહોડીયે ઉઠવા સ્નાને બેસારીયા વદન પખાળવા નીર દીધું
દુઃશળ છે બાળા ગોપાળ સઉ તમતણાં ભાગ્ય મોટુ મને શીત લીધું,
ગ્રહસ્થના ઘરમાં હું વળગી રહ્યો, હું તે મારી વળી મત ભુલ્યે;
મીત્ર સુદામાની શુધ લીધી નહી કામની કેદમાં હું ડુલ્યો.
સાંદીપ ગોરને ગેર આપણા ભહવા, ધન્ય ધન્ય દીવસ સફળ કહાવ્યો
એક રેણી રહ્યા વન વીશે આપણે, શરપણ ભામતાં મેઘ આવ્યો.
અન્ન લીધા વીના ભુખ્યા બેસી રહ્યા. ગોરાણીએ આપણી પીડ જાણી.
વીશરી ગયું છે પીર તને સાંભરે, સાંદીપગોરની અમળ વાણી.
ભામીએ ભેટ જે મોકલી મુજ ભણી, ભાવશું બાઇ લાગે મીઠી.

સંકોચતો આંઠડી વીપ્ર આંસુ ધરે, નરસૈયાના સ્વામીએ નજરે દીઠી.

## પ્રભાતીયું ૧૪ મું.

છપનભોગ જ્યાં ક્વણુ તાંદુલ ત્યાં આપતા ઉર સંકોચ આવે;
જેને જોઇએ તે આવી મળે કૃષ્ણને તાંદુલ ભેટ તે તુચ્છ કહાવે.
બાથ લીધા હરી મુઠ તાંદુલ ભરી, પ્રેમે આરોગીઆ તૃપ્ત પામી;
ઇંદ્ર કુબેરથી અધીક વૈભવ કર્યો, રૂક્ષમણી કર ગ્રહ્યો શીશ નામી.
એક રહ્યા અમો આપ્યા બીજા તમો ભકતનાં અઢળય કામ કરતાં;
પ્રેમદાએ પ્રેમના વચન એવાં કહયાં. હાથ સાહયો ત્રીજી મુઠ ભરતાં,
વીનતાનાં વચન તે વીપ્રે સમજ્યો નહી, ચાલવા ઘર ભણી શીખ માગી,
નરસૈંહના નાથે દુરબળપણું ટાળીયું, ભુખના દુ:ખથી ભીડ ભાગી.

## પ્રભાતીયું ૧૫ મું.

વીપ્ર ચાલ્યો વળી કૃષ્ણ સાથે મળી. ચીતમાં શોચી વીચાર કરતો;
આપ્યું તો કાંઇ નહી પ્રીત જાણી નહી, તે તણો શોચ રૂદીએજ ધરતો
અષ્ટ મહાસીદ્ધ તણી વૃદ્ધી નવનીધી તણી, નરપતમાં રહ્યો ભોગ માણી
કામની કંથને હું દ્વારીકાં આવીયો, અમતણી પ્રીત તો નવ જાણી.
બાળગોપાળ જે વાટ જોતાં હશે તેહને જોઇ અમો શુંય કહેશું;
મીત્ર મોહનતણાં હેત જ્યારે પુછશે, કામનીને ઉત્તર કેમ દેશું.
એમ ચીંતા કરે નેનથી નીર ઝરે દરમની વાત મનમાં મારી;
નરસૈયાનો નાથ તે અતી ઘણો, લોભીયો, પીતાંબર પણ લીધું ઉતારી;

## પ્રભાતીયું ૧૬ મું.

ધન્ય ધન્ય તું રણછોડજી, દીન જાણી મને માન દીધું;
ન મુજ જાગતે ભોગ પોઢાચાડીયા, આજ અમરીષથી અધીક કીધું;
કનકને આસને મુજને બેસારીઓ, રૂક્ષમણી કૃષ્ણનો હાથ સહાતાં,
હેત કરી હરી ચરણ દબાવીયા, ખટરસ ભોજન ખાંતે ખાતાં
બાળપણા તણો સ્નેહ મન વીસર્યો મીત્ર મોહન તણી પ્રીત સાચી,
હેતથી હળી મળી મ.ન દીધું મને રંક બેસારીયો કનક માંચી,

ધન્ય કૃષ્ણજી સંત સેવા કરી ધ્યાન ધરતો હું નીજ દ્વારે આવ્યો;
રત્ન જડીત મણીમય શોભા ઘણી, હીવરશું દ્વારીકા માંહી આવ્યો.
કનકની ભૂમી રત્નના થાંભલા, અર્કની જ્યોત ઉદ્યોત દીસે;
ખ્યાનને પાન વીહાર સ્થાનક ઘણું, કામની નીર્ખતા રામ દીસે;
સપ્ત નવરસની દીઠી ત્યાં સુંદરી, ધર્યા, દેવ વીભૂનથી રહ્યા નીહાળી.
સોળ શણગાર તે અંગ સુંદર ધર્યા, દેવ વીભુતથી રહ્યા નીહાળી.
સહસ્ત્ર દાશી મળી પાસ વીંટી વળી કામની કંથ પાસે આવી,
સ્વામીરે સ્વામી હું છું દાસી તમતણી, ચાલોમંદીર વીશે પ્રેમ આણી.
ગોમતી સ્નાન કરી કૃષ્ણજી નીરખીયા પુન્ય પ્રગટ થયું પાપ નાઠું;
તે થકી રુદ્ધિ આ સકળ સાંપડી, મટી ગયું આપણું ભાગ્ય રાઠું;
કૃષ્ણ કહેતાં તે નિજ ધામ પધારીયા, નવલ જોબન જ્યાં નરને નારી
વીનતી ઉચરતા રજની વીતી ગઇ, નરસૈયાના સ્વામીની પ્રીત ભારી.

## પ્રભાતીયુ ૧૭ મું.

નંદના નંદશું જેને નહી, તે નર માનવા ખર સ્નાન તોલે;
ભુતળ ભાર કરવાને એ અવતરયા, પ્રેતની પેરે સંસાર ડોલે, નં.
દષ્ટિ થકી ટળે રોગ તેના ભળે, સેહ પડો તેની મુખ માથે;
જીવતાં જન તેતો જમ જેવા જાણવા, પ્રિત નહી તેને કૃષ્ણસાથે નં.
કીર્તી કૃસ્ણની જીભથી નવ ભણે, તેહ મુખે દેવરાય તાળું,
ભણે નરસઇયો જેણે હરીને જાણ્યા નહી, તેનું કુટુંબ સહાય કાચું;

## પ્રભાતી ૧૮ મું.

પ્રેમરસ પીને તું મોરના પીંછધર તત્વનુ ટુંપણુ તુચ્છ; લાગે;
દુબળા ઢોરનું કુશકે મન ચળે. ચતુર્ધા મુક્તિ તારી ના માગે;
પ્રસન વાત પરીક્ષા પિછ્યા નહી, શુકજીએ સમજીને રસ સંતાડયો;
જ્ઞાન વઇરાગ કરી પ્રભુ પુરા, કરયો મુકતીનો મારગ સીધો દેખાડયો;
મારીને મુકિત આપી ઘણા દઇતને, જ્ઞાની અજ્ઞાની બહુ મુનીરે જોગી,
પ્રેમને ભેટતાં વ્રજતણી ગોપીકા, અવર બીડલા કોઇ ભકત જોગી.

પ્રીતને મુક્તિનો પરમ વલ્લભ સદા, હેતુના જીવતે પેહું છુટે;
જન્મોજન્મ લીલારસ ગાવતાં, વહાલાના વહાણ જેમ હવાર છુટે,
મેં ગ્રહ્યા હાથ ગોપીનાથ ગરવ ઘણો, અવર બીજુ કશ્યે ન ભારૂ
નરસઇયો મહામતી ગાય છે ગુણ કથી. જતી સતીને તોસ્વપ્નેનઆવે.

## પરભાતીઉં ૯ મું.

બળીનણે દ્વાર હરી વીપ્ર વામુ ન હુવા.જેનેજોઇને મનુ ગાઇ ગગન ગાજી
ઇંદ્રપરતથી બળી આવ્યો ઉતાબળો, જેને જોઇને તે હાજ લાનેવિચારી;
એક પરણ કુટી તણો ઠામ ભણવા કરૂ, બોલવું તે મારે મુળ સાચુ
વિપ્ર ૧રે ઘણા લોભના વહાલા, કાન માટે ઘણો હું તે રાચું.
હ્યોજી ભંડાર બહુ કુચીઓ સહીત, વળી માગે હસ્ત મારા રાજેશ્વરમાં;
હસ્ત ભંડારને હું શું કરૂં, લોભીગાની નથી જાત મારી;
આગે વિધાતાએ વામન નીરખીઓ, વરત સહેલું મારે બ્રહમચારી;
ચેતજે તું બળી શુક્ર કહે છળ પડ્યો, વશ્ણવે વામન ધારી
અસ્ત્ર જગન સમે દાન અવની તણું, પાત્ર એવું ક્યાં મળે મને મોટું;
હરી તણા ચરણ ઉપર શીર નામતાં, નાકામાં ભ્રગસુત પેઠા ચોળી;
રાજા રૂપ ધરી ઘણું ઘણું રાયજી, નેત્રમાં હરબની શેર ચાલી;
બાપડો બળીરાજ પગ તળે ચાંપીયો, ભુપ પાતાળનો કરી થાપ્યો;
નરસૈયો હરી ભક્ત આધીન છે, ઇંદ્ર અવીચળ અધિકાર આપ્યો;

## પ્રભાતીઉં ૨૦ મું.

વાસ નહી જ્યાં વઇષ્ણવ ડેરા, ત્યાં નવ વસીએ વાસડીયાં;
સ્વાસો સ્વાસ હરી સમરણ ન કરે, તો શ્વાસ ધરમ કેરી સ્વાડીયાં,
જીભલડી જપમાળા ન જપે, તો જીભલડી નવ ખાસડીયાં;
જન્મ તેનો નહી જેમાં, ન કહેવાયાં હરીનાં દાસડીયાં.
મોહન માયા પાંખી, અવર માયા જેમ કાસડીયાં.
ભણે નરસઇયા ભાર મારી, માધવથી હસ માસડીયાં,

## પ્રભાતીયું ૨૧ મું.

શરીર શોધ્યા વિના સાર નહી સાપડે, પંડીત પણ નહી પાસે મોક્ષ;
તાંદુલ મેલીને તુષ્ટને વળગી રહયા, ભુખ ન ભાગે, એમ ઠાલે થોપે
રસના સ્વાદમાં સરવ રૂધાઇ રહયા, વાગતી ગુરૂગ્યા વીનારે ગુંથે;
વાણી વીલાસમાં વીવીધ વાણી વદે, પરહરી પ્રેમને વળગે ચુંથે;
સબ્દ શીખે ખરો સકળ વિદયા ભણે, અધ્યાત્મા ક્યરે આવી ઓથે;
પ્રપંચ પીંડમાં રહયો અહંકાર નવ ગયો આથડયો એમ અનંત કોઠે;
ચારૂકળા કહે રજનીમાં આથડે એમ અજ્ઞાનમાં શીશ ગોટે;
ભણે નરસઇયો જે ભેદ જાણી જાઓ, મેં તો રચી કહ્યું પદ ચોથે;

## પ્રભાતીયુ ૨૨ મું.

વનચર વીગ વધામણી, કેને કયાં થકી આવ્યો;
અરે મુદ્રિકા શ્રીરામની, કયાં થકી લાવ્યો. વનચર૦
આરે મુદ્રિકા શ્રીરામની, કોઇને જોવા ન જડતી;
તે તારે હાથ આવી ચઢી, તુંને કળ નથી પડતાં. વનચર૦
બાલજ બોલને બાંનરા, સાચી સંભળાવ વાત;
જવાળા ઓલવજે જાનકી, કુશળ રઘુનાથ. વનચર૦
કોપ કરી મારે કંથજી, કેમ હાથે ન મારી;
કપુર લઇ આલ્યુ કાગને, મારે વાસે વિસારી. વનચર૦
નાથ નમેરા કેમ થયા, કઇડાં કઠણજ કીધાં;
સતીને મેલીને સાધુ થયા, સુખે મુનિવર દીધાં. વનચર૦
જોગ લીધો બે બાંધવે, બેઠા આસનવાળી;
શ્રીપીત થયા સહુ દેખતાં, દીધાં ઉપવીત બાળી વનચર૦
આજકાલ રામજી આવશે, તેતો અબળા ઉગરશે;
નાથ વિયોગે ટળવળી, નારી નીશ્ચે મરશે. વનચર૦
પંથ ન્યાળતાં નેતરો ગળ્યાં, કરમનો પાર ન આવ્યો;

રણછોડના સ્વામીને જઇ કહેજો, સતીયે સંદેસો કહાવ્યો વનચરં.

## પ્રભાતીયું ૨૩ મું.

હસીને બોલ્યા હનુમાનજી, માતા આજ્ઞા પામુ;
કહો તો રાવણને રોળાવું, કહો તો લંકા પ્રજાળું; હસીને
કહો તો રાક્ષસના કુળને, ખરી ખાંતેથી ખાવુ.
કહો તો ખાંધે બેસારીને, પેલી પાર લેઈ જાઉં. હસીને
સાચુ માનો મારી માતાજી, કશી ચીંત્યા ન કરીયે;
સાચે માન કરી સાધવી, ધ્યાન ધણીનું ધરીયે. હસીને
એ આવે રૂડા રામજી, ટાળવા દુખ તારૂં;
શુદ્ધ કહેવા મને મોકલ્યો, કહ્યુ માનજો મારૂ. હસીને
રામ લક્ષમણ આરોગ્ય છે, સમાચાર છે સારા;
મારી માતાનું દુખ જોઇને, આવે આંસુની ધાર. હસીને.
આ આવે રઘુનાથજી, જાણીને જોગ માયા;
સજા રાવણને મારશે, ગુણ રણછોડે ગાયા. હસીને.

## પ્રભાતીયુ ૨૪ મું.

શેઠ કીધો હવે શામળો, જેણે મહા ધન આલ્યું;
નાણું ખરં હરી નામનું, ત્રણ લોકમાં ચાલ્યું. શેઠ૦
અવર વેપાર ઉપાડીયો, કાઢી કમરની કોઠી,
લક્ષ ચોરાસીમાં જોઇ વળ્યો, ખડખડ સહુ ખોટી. શેઠ૦
મોહ મસ્ત બે ટીલવા, મન મમતારે મહાલે;
કહ્યુંરે કોઇનું નવ કરે, બેઠા ઘર ઘાલે. શેઠ૦
કામને ક્રોધ મંત્રી મલ્યા, તેને મુકીતે વાલી;
તે મમતારે લાવીઆ, તેને મુકીતે આલી. શેઠ૦
બે ભેદ તો છે ખોટા, સહુ બેઠા છે મોળી;

દગાનો વધ્યો દુકાનમાં, કોણ રાખે છે ચોખ્ખો. શેઠ૦
દરખ એકની લુંડી કરી, માંડી મનનારે મોટો,
વાણોતર વધી ગયા, પછે આવ્યો છે ટોટો. શેઠ૦
બ્યાજ ફુલ્યું વછીયાતનું, ખાતું નવ જોયું;
મેળ ન કાડયો ખર્ચનો; પછી આપ વગોવ્યું. શેઠ૦
વીમો લુંટાણો વાટમાં, વળ ફ્રીછેરે વાણી;
અંગુઠીયા અહંકારનાં, બુડીયાં વણ પાણી; શેઠ૦
આથીને પોથી જે હતી, સરવે ખોઇ બેઠા;
જમરે આવ્યારે જ્યારે લુટવા, નાસી ઘરમાંરે પેઠા. શેઠ૦
અંતે ન જાયો આસરો, ભ્રમ આગળ ન ચલાયું;
નવરે દ્વારે નાડા ફરે, સાથે કોઇ ન આવ્યું. શેઠ૦
નોકર સરવ નાસી ગયા, શેઠ એકલાને સાહયાં,
લક્ષોપતી તેણે કહી, સરવે મંત્રોને વાહયાં. શેઠ૦
લાખ લેખાંનો લોભણું, જર ન મળે જરીકે;
પુન્ય પાપની કોથળી, ઠાલી રહીરે ઓશરીકે. શેઠ૦
ચિત તણારે જે ચોપડા, તેને મુકયારે જોઇ;
પાના છે પ્રપંચના, તેને નાંખ્યારે ધોઇ. શેઠ૦
ચતુર હોય તે ચેતજો ચીતે ચકલેરે બેસી;
નર કોઇ જીતી ગયા નહી, આ વણજમાંરે પેસી. શેઠ૦
શોધી કાઢી સાગ્ર શેઠને, વેપાર વધારજો;
લેખુરે ચોખુ બાપનું, આળોને પરવરયો. શેઠ૦
નીરખે થઇ નાણું કરયું, ઢાંકયુંરે દેવાળુ;
કહે માંડણ હવે નહી કરૂં, ધોળા ઉપર કાળુ. શેઠ૦

## પ્રભાતીયું ૨૫ મું

આજ આનંદના ઓઘ ઉદે થયા રાય રણછોડજી નયણે નિરખ્યા;
પૂર્વના પુન્યનાં સુરજ ઉદે થયા, દરસન દેવાની પ્રીત હરખ્યા આજ
ગોમતી સાગર પતિ જન પાવન, છે તણી લેહેરમાં રેણુ ધુંવે;
બેટમાં શેઠ બડા સુરા નર ઘણા, ભેટવા ભક્તની વાટ જુવે, આજ
સકળ તિરથ હરિના ચરણકમળ વિષે, ત્યાં રહે હરજી અતિસામ વરણે
રામકૃષ્ણ રંકને ટંક કરૂણા કરો, પંથ છે દુર પણ ચિત ચરણે આજ

## પ્રભાતીયું ૨૬ મું.

દેવામે ગયો બાગ તે ધરમ આનંદશું કરમના જીવ છે પરમ બોલે:
પરમ ચોરીધર મુજને જાણ્યા વિના, રતન મુંઝા કરે એક તોલે, ૬
નીગમ અગમ હરી ગોપીનો સ્નેહનો પાર કોઇ નવ જાણે;
આમની રૂચી તેને રૂચ નહી કામની, મુનીની મુત જે ભસ્મ આણે
પુરણ જ્યાં બ્રહ્મ ત્યાં પરમ આનંદ છે. અને આનંદ ત્યાં આનંદ હોય
નરસઇયો મંદમતી ગાય છે, મુણ થકી બ્રહ્મ ભજવા થકી મોક્ષ હોય

## પ્રભાતીયું ૨૭ મું.

નારાયણનું નામજ લેતાં વારે તેને ભજીએરે;
મનસા વાચા કરૂણા કરીને, લક્ષ્મીવરને ભજીએરે. ના.
કુળને તજીએ કુંટુબને તજીએ, માને બાપરે.
ભગતની શુત દારાને તજીએ, જેમ તને કંચુકી સાપરે. ના.
પ્રથમ પિતા પ્રલ્હાદને તજીયા, નવ તજીયા હરીના નામરે;
ભરત શત્રુઘ્નને તજીરે જનેતા, નવ તજીયા શ્રીરામરે. ના.
રૂષિ પત્ની શ્રી હરીને કાજે, તજીયા નીજ ભરથારરે;
વ્રજ વનીતા વીઠલને કાજે, ગઈ તજી વન ચાલી;
ભણે નરસઇયો વંદ્રાવનમા મોહન સાથે મહાલીરે. ના.

## પ્રભાતીયું ૨૮ મું.

કરીને કાજે વિલંબ કરવો ઘણો, હોય કઉતક નીંદરૂપ આળા;
ઉજળા ફુલને સુત્રનો તાતણો, શું મોડી રહયો નંદ લાલા ઉઠ.
ઉંચ મુકીને નીચને અનુંસર્યો. જોઈ નહી જાત વાસી;
રાજાના દીકરી રૂક્ષમણી પરહરી, કુબજાને મંદીરે થયો નીવાસી ઉ૦
કરત ગુણ વિષે ભેદ નહી જુદરા, સાકર છીદરા સમ વખાણે;
અંગુળીક હારને પરે પેરે પરભવે દોહલા દાસ નાસેન જાણે, ઉ૦
લોક કઉતક જુએ રજનીતો અલ્પ રહી, ક્ષીણ થઈ જેતને રહયા દીઠા

## પ્રભાતીયું ૨૯ મું.

જ્યાં લગી આત્મ તત્વ ચેત્યો નહી, ત્યાં લગી સાધના સર્વ જુઠી;
અનુંશાદેહ તારી એમ એળે ગયો, ભાવઠની જેણુ વ્રષ્ટી વુંઠી જ્યાં
શું થયું સ્તાન રહેવા થકી, શું થયુ, ઘેર રહી દન દીધ,
શું થયું ધરી જટા ભસ્મ લેપન કરે, શું થયું લાલ લોચન કીધે
શું થયું તપને તીરથ કીધા થકી, શું થયું માળા ગ્રહી નામ લીધે
શું થયુ તીલકને તુળશી ધર્યા થકી. શું થયું ગંગાજળ પાન પીધે
શું થયુ વેદ વ્યાકરણ વાણી વદે, શું થયુ વરણના ભેદે આણે જ્યાં
એ છે પરપંચ સહુ પેટ ભરવા તણા, આત્મરામ પરીબ્રહ્મ ન હોવા
ભણે નરસઇંયો કહે તત્વ દરશન વીના, રત્ન ચીતામણી જન્મ ખોએ.

## પ્રભાતીયું ૩૦ મું.

ધ્યાન ધર ધ્યાન નંદના કુંવરનું. જે થકી અખીલ આનંદ પામ,
અષ્ટ મહા સિધ્ધી દ્વાર ઉભા રહે. દેહના દુરકત દુર વામે. ધ્યાન.
મોરના પીછનો મુગટ મુસ્તક ધર્યો, કુંડળ મકરાંકસ્ત શ્રવણ લડકે
નીલવટ તીલક તે સમ તે કેશર તણુ કંઠે મુકતાફળ હાર લટકે,
પીતાંબર પાલવણુ કટીએ રૂપીઆ છે અમીત, તીભંગ વાળો વેણુ વાયે
કંદના દુરમ તળે શોભીત રજ ભરી, હરજીને સંગ અથોપી ગયો.

મોરલીની ધુન સુણી વનીતા વ્યાકુળ થઇ, ગોપીકા ગેરવા વ્રજ આવે;
નરસઇયાને મન આનંદ અતિ ઘણો, પુષ્પ મુક્તાફળ લેઇ વધાવે.

## પ્રભાતીયું ૩૧ મું.

આ સુખે સુતો સંભાર શ્રીનાથને, હાથ તે હરી વીના કોણ રહાવે;
માતને તાત સુત ભ્રાત ટોળે મળ્યા, દોહલી વેળા તે દુર જાએ. આ.
ઉર્ધ્વ મસ્તકે હતો ઉગ્ર તપ આદરી, ભક્તિ કરી ભગવાન કેરી;
અવતરી પાસ બંધાયો, માયા તણો, લપટી લાલચે લીધો ઘેરી.
દીવસે ચોદસ ભમ્યો રાત નિંદ્રા વિષે, સ્વપ્નમાં સાંભળે મોટી માયા;
પલક પરીવાર નહી હરીને ભજવા તણો, જ્યાં લગી જીવ સંજોગ કાયા;
ધન પામે કરી મોહી રહયા લોભીયા, વેદના વિચારી ગરમ કેરી;
નાથ ત્રીલોકના હરીને સંભાળીયા, જ્યારે રાખ્યો તો જઠરાગમાં ઘેરી
જાગ્યરે જીવડા વાજ આવ્યા ઘણો, કેટલો એક પ્રતિબોધ દીજે;
નરસીના સ્વામીને નીત્ય સંભારતાં, દેહના દુર દુક્રત કીજે;

## પ્રભાતીયું ૩૨ મું.

મારા નાથજી મુકોને ભકતી દેજો સદા, દીન જાણીને સંભાળ લેજો;
ભક્તિ આપી ભલા ભાવથી ભુદરા, અંતે આવી અહોનીશ રહેજો,
ભક્તિ કારણ મારો દેહ દુરબળ હજો, દેહ કારણ રખે સ્નેહ જાય,
આજ મન સાથ જદુનાથ જો વીસરે, વળતી વલ મારી કોણ થાય.
કરમ કથા કરી ખાણ ચારે ભરી, નાસવા નીસરયો નામ બારી;
ક્રસ્ન કીરતન વિના દેહ જાશે, વરથા જેમ રહે જીમડે દુખી હારી;
ભવ વિશે બુડતાં વાહરને બુમ નહી, બાંહ્ય ગ્રહી મુજને કોણ રાખે,
અલ્પ આયુષ્યમાં કલ્પ મનુષ્ય, આજ કીધું વળી કામ કરને.
શ્વસ્સનો કાંઇ વિશ્વાસ નહી આ સમે, આશ અધુરી એમ મરવું;
ઉતમ મધ્યમ મરણ તુ વીઠલા, પ્રગટ થયુરે દરસન પમાડો;
નરસઇયો રંકને ટંક કરૂણા કરી, દીન બંધુ વહ્યો આંક આડો;

## પ્રભાતીયું ૩૩ મું.

મુજ અબળાને મોટીરે મીરાં, સાંભળો ઘરેણું મારે સાચુંરે;
વાળા ગઢાવું વીઠલ વર કેરી, હાર હરીના મારે હઈએ;
ચીંતમાળા ચતુરભુજ ચુડલો, શીદ સોની ઘેર જઈએ. મુ૦
ઝાંઝરીયાં જગજીવન કેરાં, કૃશ્ન કલ્યાંને કાંબીરે;
વીંછવા ઘુઘરા રામનારણના, અણુવટ અંતર જામીરે. મુ૦
પેટી ઘડાવું પુરસોતમ કેરી, ત્રિકમ કેર તાળુંરે;
કુચી કરાવુ કરૂણાનંદ કેરી, તેનાં ઘરેણું મારૂંરે. મુ૦
સાસરવાસા સજીરે બેઠા, હવે નથી કોઈ કાળેરે;
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ હરીને ચરણે જાચુંરે. મુ૦

## પ્રભાતીયું ૩૪ મું.

સાધુ આવે ભજે ચરણ ગોવીંદના, માનવી દેહ તરત કહીએ;
કૃશ્ન કહો કૃશ્ન કહો વળી કૃશ્ન કહી. કૃશ્ન કહેતાં સુખ લઈએ;
કરપણ સેવા તણી અવર ઇચ્છા, કરે,મુઢ મતી માનવી કાંઈ ન જાણે;
કૃશ્નનું નામ રમે હૃદયથી ચીત્તરે જન્મમાં, ધન્યએ કૃશ્નને પ્રમાણુ
જેને જોવા મહા મુનીજ વન ભમે; વીઠલો વનમાં ગાયો ચારે,
ભજે નરસઈયો જે ચતુર નર તે ખરો, અહનીશ શ્રી કૃશ્ન ધારે,
સાકર સાકર સાકર શામળા, સનમુખ આવીને જુઓને આજ
શું અમો નામસ હઠ લઈ બોલશું, લોપશું ત્રીકમ તારી લાજ.
ગોકુળમાંહ તું મહાપતો કાનજી, આહીર નીત[illegible]ા ચોઘ,
ચંચળ નેણશું મુખ નથી બોલતો, હવે અમે લાજ ખોઈશુંજ તારી
બહુ ઘેર ગોપીને લાડ લડાવીયાં, અન્ન આહીરપે જોતો ચાખી;
નટવર વેશ લઈ બોગ લીલા કર, નરસઈયા સમથી શોખી રાખી.

સમાપ્ત.